परमाराध्य — सुविहितनामधेय — न्यायाम्भोनिधि — सद्धर्मोद्धारक

स्वर्गत श्रीमद् विजयानंदसूरीश्वरेभ्यो नमोनमः ॥



# એક સ્વપ્નનો સ્ફોટ.

[ ભાગ–પહેલો. ]




:: પ્રકાશક ::

મણિલાલ ત્રિભોવનદાસ શાહ.

વીર સંવત્ : ૨૪૫૬.
વિક્રમ સંવત્ : ૧૯૮૬.
કિમ્મત રૂ. : ૦–૨–૬.

મુદ્રક : મૂલચંદભાઈ ત્રિકમભાઈ પટેલ, માલીક–શ્રી
સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ, પીરમહમદશા રોડ, અમદાવાદ.

सुविहिताग्रणि - सर्वजनमान्य-प्रौढप्रतापि - विद्वद्वर्य-

सद्धर्मरक्षक-श्रीमद्-विजयकमलसूरीश्वरेभ्यो नमः ।




# "એક સ્વપ્નનો સ્ફોટ."

( ભાગ-પહેલો )

પ્રકાશક—

મણીલાલ ત્રીભોવનદાસ શાહ.

વીર સંવત્—૨૪૫૬. * વિક્રમ સંવત્—૧૯૮૬.

કિંમ્મત ૦-૧-૬.

# — વિનંતિ —

સર્વ ધર્મપ્રિય વિવેકી સજ્જનોને વિનંતિ કરવામાં આવે છે કે, આ બુક વાંચવા પહેલાં જસવંતરાય જૈનીએ પ્રગટ કરેલ '**એક-સ્વપ્ન**' નામની બુકનું સાદ્યોપાન્ત અવલોકન અવશ્યમેવ કરવું કે, જેથી સત્યવસ્તુ-સ્થિતિ સ્વયમેવ સમજી શકાશે.

—પ્રકાશક.



# "એક સ્વપ્નનો સ્ફોટ."

## ( ભાગ–પહેલો )



મું-બઇની મુસાફરી પૂરી કરી વિક્રમ સંવત્ ૧૯૮૫ ના ભાદરવા શુદિ બારશની રાત્રિએ પોતાના દેશમાં જવા માટે ટ્રેઈન મારફત મીયાગામ સુધીનો રસ્તો કાપતાં લગભગ બે અઢી પહોર સુધીના ઠંડા સમયમાં જસવંતરાય જૈનીને '**એક સ્વપ્ન**' આવ્યું અને તે જનતાના હિતની ખાતર તેઓએ પ્રગટ પણ કર્યું છે. પરંતુ આ સ્થળે મ્હારે જણાવવું જરૂરનું થઈ પડશે કે, જ્યારે પુણ્યવાન્ પુરૂષો ઉત્તમ સ્વપ્નનો યથાર્થ અનુભવ કરી શકે છે, ત્યારે પુણ્યહીન પ્રાણીને પાપના યોગે અગર વાતોત્પાદક પદાર્થના ભોજનથી અનેક પ્રકારનાં કુસ્વપ્નો આવે છે અને તેમાં વિભંગજ્ઞાની ભૂતની જેમ સર્વ દૃશ્ય યથાર્થ નહી દેખતાં વિપરીત સ્વરૂપમાં જ દેખે છે. તેવી જ સ્થિતિ જસવંતરાયની થયેલી સ્પષ્ટ જોઇ શકાય છે. જો એમ ન હોય તો અનેક વખત ઉહાપોહ થઈ, જે બીના જનતામાં કેવળ સત્ય તરીકે

પ્રસિદ્ધિ પામેલી છે તેને અવળી કેમ દેખે ?. જસવંતરાયને એક સ્વપ્ન આવ્યું તેમ મ્હને પણ સમાધિસ્થ સંતો પરોક્ષ વસ્તુનો જેમ સાક્ષાત્કાર કરી શકે છે તેમ એકાગ્ર ચિત્તે સદ્વિચાર ગ્રસ્ત થતાં દૃષ્ટિ આગળ એક અજબ પ્રકારના દેખાવનો, એકદમ લાંબા સમય પર્યંત સાક્ષાત્કાર થયો; અને તે સત્ય તરીકે અનેકવાર પૂરવાર થયેલ પ્રસંગોને અનુસરતો હોવાથી તદ્દન સાચો જ છે એમ માની, જનતા જસવંત-રાયના ભ્રમિત એક સ્વપ્નથી ભૂલાવામાં ન પડે, અને જેવી રીતે સાચી વસ્તુને ઓળખી રહી છે—જાણી રહી છે, તેવી જ રીતે ચિરકાળ જાણે, બસ, એજ શુભ ઉદ્દેશથી "**એક સ્વપ્નનો સ્ફોટ**" આ નામ રાખી ખુલાસો પ્રગટ કરવાની મ્હને ફરજ પડે છે. અને માનું છું કે, આમાંથી ક્ષીર નીરનો વિવેક કરવો એ હંસ ચંચુ સહૃદય સજ્જન વાંચકોનું કાર્ય છે.

ભાઇ જસવંતરાયને ટ્રેઇનમાં બેઠા પછી અચાનક ચિંતા ઉત્પન્ન થાય છે અને એ ચિન્તા બીજી કાંઇ નહી પણ, મ્હારા ગુરૂજી મુંબઈ સિધાવ્યા, ત્યારે શુકન તો રાંડી રાંડના જ થયા હશે. નહીં તો મિટ્ટી શેની ખરાબ થાય ?. હાય !, અક્કલની ઉછામણી થઈ, કહેવાતી શ્રદ્ધાનાં છોતરાં ઉખડયાં, જ્ઞાનનો ઘમંડ ગળી ગયો, મશકો લગાડી માગી તાગીને મેળવેલ મોટાઈ મરી ગઇ, સુધારક પણાની શેખાઈ સંતાઇ ગઇ, દંભની પછેડીમાં ઢાંકેલ પંડિતાઇનો આફરો ઉતરી ગયો. હાય ! બાપ ! ! મ્હારા ગુરૂની કંગાળ દશાને જીવતો કેમ જોઇ શકું ?. આમ ચિંતામાં ને ચિન્તામાં જસ-વંતરાયને સ્વપ્ન આવ્યું અને શું જોયું ?.

એક સુરમ્ય અને વિશાળ મકાન હતું, તેમાં ઉજ્જવળ, અનુપમ અને ભદ્રાકૃતિવાળો ચતુર્દંત હસ્તિરાજ કેવળ આનંદનો જ અનુભવ કરી રહ્યો હતો. એ શાંતિની મૂર્ત્તિને જોનારાઓનાં દાઝૂયાં દિલ પણ ઠરી જતાં હતાં, ચારેય દિશામાં વિસ્તરેલ મદ જળની સૌરભતાથી લોભાઈને ભમરાનાં ટોળાં ગુંજારાવ કરી રહ્યાં હતાં. હંસો પણ ઉડતા હતા. તેમ જ કેટલાક કૃષ્ણપક્ષીઓ કાગડાઓ કાકારવ કરી રહ્યા હતા અને કુતરાંઓ દૂર રહી ડાચાં પહોળાં કરી ભસતાં હતાં. એ ભસનાર કુતરાંઓ જૂદા જૂદા રંગનાં અને જૂદી જૂદી જાતનાં હતાં. એટલું જ નહિ પણ કેટલાંક માનવ મુખાં પણ હતાં.

આ કુતરાના ટોળામાંથી તેના સરદાર જેવો એક પગે લંગડો, ખસવડે ખદબદી રહેલા શરીરવાળો, માખીઓના સમૂહથી વીંટાયેલો અને જેનો એક કાન પણ તુટી ગયો છે એહવો એક વિકરાલ ડાઘો ભસતો ભસતો હસ્તિરાજ તરફ ધસ્યો. કરૂણાલ કરિરાજે વિચાર્યું કે, બિચારો આ ડાગો કેવો દુ:ખી છે ?. મ્હારી મદદથી આનું દર્દ મટે તો ઠીક થાય. નહિ તો પોતે હેરાન થવા સાથે ઘણા લોકોને આ ડાઘો ચેપી રોગ ચોંટાડશે, માટે લાબ્ય ઉપાય તો કરૂં ?. એમ વિચારી પાસે રહેલ સર્વ–રોગહર, અનેક ઔષધિમિશ્રિત જળવાળા કુંડમાં પોતાની સુંડ નાંખી, ભરી અને એ પામર પશુ ઉપર તે પાણીનો ધોધ વહેવરાવ્યો. ચાંદાં ઉપર ઔષધિમિશ્રિત પાણી પડતાં તે કમનસીબ કૂતરો સહન કરી શકયો નહી, તરત જ તાડુકી ઉઠ્યો અને ભારે ભસવા માંડ્યું. એ સાંભળી બીજા કુતરાઓએ પણ

ભારે કોલાહલ મચાવ્યો અને હસ્તિરાજ તરફ દરોડો દઇ, તેને ઘેરી, કીકીયારી કરી, બધાંય કુતરાં ખૂબ મોટેથી રડવા લાગ્યાં કે, જાણે **દારૂ ઇંડાં પ્રકરણની કાણ ન માંડી હોય ?.**

**अत्रान्तरे—**

આકાશ બધું તેજોમય બની ગયું, વિવિધ પ્રકારના દિવ્ય નાદો સંભળાવા લાગ્યા, સુગંધીનો તો પાર જ ન રહ્યો, મનોહર સુરભી પંચવર્ણી પુષ્પની વૃષ્ટિ થવા લાગી અને '**विजयानन्दसूरिर्विजयतेतराम्** ।'નો ધ્વનિ વારંવાર શ્રોતાઓના કર્ણપુટમાં અથડાવા લાગ્યો. અને ત્યારબાદ અલ્પ સમયમાં જ એક સુન્દર વિમાન નીચે ઉતરી પેલા સુરમ્ય મકાન પાસે થોભ્યું અને તેમાંથી ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજીએ કેટલાક ભક્ત ગણની સાથે બહાર નીકળી પેલા સુરમ્ય મકાનમાં પ્રવેશ કર્યો. અને મકાનના મધ્યભાગમાં પ્રથમથી વ્યવસ્થા મૂજબ સ્થપાયેલ દિવ્ય સિંહાસન ઉપર શ્રીમદ્ આરૂઢ થયા. તેઓશ્રીની એક બાજુ શ્રી હર્ષવિજયજી, શ્રી ચારિત્રવિજયજી, શ્રી પ્રમોદવિજયજી, શ્રી કમળવિજયજી અને શ્રી વીરવિજયજી હતા ત્યારે બીજી બાજુ શ્રી કુમુદવિજયજી, શ્રી કુશળવિજયજી, શ્રી હીરવિજયજી શ્રી જયવિજયજી અને શ્રી મોતીવિજયજી વિગેરે હતા. ત્યારે સામી સાઇડમાં શેઠ મોતીલાલ મુળજી, શેઠ અનુપચંદ મલુકચંદ, શેઠ પોપટભાઇ અમરચંદ, શેઠ ગોકળદાસ દુલ્લભદાસ, લાલા પન્નાલાલજી જોહરી, ગંગારામજી અને ચુનીલાલ છગનલાલ વિગેરેની હાજરી દેખાતી હતી. સર્વેએ અવનત મસ્તકે વિધિ પૂર્વક વંદન વિધિ સમાપ્ત કરી એટલામાં તો શ્રી દાનવિજયજી,

શ્રીલબ્ધિવિજયજી, શ્રી અમરવિજયજી, શ્રી રાજવિજયજી, વલ્લભવિજયજી, લલિતવિજયજી, ચરણવિજયજી, જમનાદાસ શેઠ, ખીમચંદ પારેખ, મોતીચંદ શેઠ, લાલભાઇ ઝવેરી, નેમચંદ શેઠ, દ્વારકાંદાસ કોઠારી, માણેકચંદજી, ખુશીરામજી, છોટાલાલ, ચાંપસીભાઇ અને જસવંતરાય વિગેરે અનેક ભક્તગણ પણ આવી પહોંચ્યો અને તે પણ વન્દનવિધિ કર્યા બાદ યોગ્ય સ્થાનોમાં ગોઠવાઇ ગયો. બધાએ મૌનાવલંબન લીધેલું હોવાથી તે સ્થાનમાં શાંતિનું સંપૂર્ણ સામ્રાજ્ય સ્થપાયું હતું. કાર્યની શરૂઆત થાય ત્યાર પહેલાં તો પેલા હંસ, ભ્રમર અને શ્વાન સમૂહે પોતાનાં અસલી રૂપો ધારણ કરી આ સભામાં કયારની ય હાજરી આપી હતી. બાકી ફક્ત કરિરાજ રહ્યા હતા તેઓ પણ ઉઠ્યા અને સિંહાસન પાસે આવી જગદ્વંદનીય ગુરૂદેવના ચરણકમળમાં પોતાનું શિર ઝુકાવ્યું એટલે ગુરૂરાજે પ્રસન્ન–ચિત્તે પોતાનો પવિત્ર કર તેના મસ્તર ઉપર મૂકયો. આથી જસવંતરાયને આશ્ચર્ય થયું–દિગ્મૂઢ થયા, પણ જોતજોતામાં જ તે ભાઇનો ભ્રમ ભાગી ગયો અને સત્ય–સ્વરૂપ નિહાળવાને ભાગ્યશાળી થયા. એ સત્ય સ્વરૂપ બીજું કાંઇ નહી. પણ ગુરૂદેવ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજીએ પોતાનો પવિત્ર હાથ વિનયથી નમન કરતા શ્રી રામવિજયજીના મસ્તક ઉપર મૂકયો હતો નહિ કે કરિરાજના મસ્તક ઉપર, ગુરુદેવની આ પ્રમાણેની અજબ કૃપા શ્રીરામવિજયજીના ઉપર ઢળેલી જોવાથી જસવંતરાય અને તેમના સમયધર્મના ઉત્પાદક ગુરૂશ્રી, પહેલી તકે જ ગભરાયા અને મુખ ઉપર શ્યામતા છવાઈ ગઇ, શ્રી રામવિજયજીએ ગુરૂદેવને નમન કરીને પોતાનું સ્થાન લીધું.

બાદ, ગુરૂદેવ શ્રીમદ્ વિજયાનંદસૂરિશ્રાજે અનિમેષ દૃષ્ટિથી સભામાં ચારેય તરફ દૃષ્ટિપાત કર્યો અને તેમાં ધર્મશાસકો તથા ધર્મનાશકોને સારી રીતે જોઈ ગંભીર મુદ્રા અને વાણીથી પોતાનું વક્તવ્ય શરૂ કર્યું.

गुरुदवजी—म जैनसंघ में और खास कर अपने साधुओं म कलह-कलेश-कूट देख कर बडा ही अप्रसन्न हूं । तथा जैनधर्म के महत्त्व बढानेवाले लेखों को देख कर, यथा-"आजकाल पाश्चिमात्य देशोना संसर्गथी सारा सारा कुलमां पण भक्ष्याभक्ष्यनो विवेक रह्यो नथी अने तेथी ज केटलाक जैनोना घेर पण दारुना शीशा अने इंडां चटनीनी जेम खवाय छे।" ऐसा केवल हितबुद्धि से ही शास्त्रानुकूल शुद्ध उपदेश दिया गया, उस को भी अपनी द्वेषीली प्रकृति से व्याख्यान की पाट पर बैठ कर भद्रिक जैन-जनता को उंधा समजाया गया कि, दूसरी बात जाने दो, यह सारी जैन कोम को कलंकित करनेवाली बात है उस का तो कुछ प्रयत्न करो, ऐसा कह कर और प्रभु आज्ञापालक एक आदर्श व्यक्ति को जगह जगह ठहराव करा कर हलका पाडने का कूट प्रयत्न किया, लेकिन असत्यभाषक का यह कार्य ज्यादा नहीं टीक सका। जब जैनतर अनेक साक्षरों का अभिप्राय आया कि, यह वाक्य सारी जैन जनता से संबंध नहीं रखता है परंतु जो ऐसा पदार्थ का उपयोग करता है उनसे संबंध धराता है, तब दुष्टकार्य करनेवाले ये सब का मुंह, बंदर-कापि जैसा श्याम हुवा और मौनालंबन लिया। ऐसो अधर्मिजनों की इस दशा पर मुझे बडी दया आती है। ऐसा कार्य करनेवाले, श्री संघ को कुयुक्तिओं की जाल में फंसा छिन्नभिन्न कर

आपत्ति में डालनेवाले महामूर्ख और जैनधर्म के द्रोही हैं। मृषा-भाषण कर वाणी पर काबू न रखनेवाले, साधु कहलानेवाले किंतु विधवा-विवाह जैसे अनाचार-पोषक, भाट को ब्राह्मण कहने जैसा नीच, अपने शिष्य को चंडाल और उस की माता को व्यभिचारीणी कहने जैसा गलीच, एवं श्रावक लोग हम को रोटी देते हैं अतः वो फरमावे वैसा कार्य करने को हम तय्यार है, ऐसा धर्मभ्रष्ट बचन निकाल कर अपनी जाति, तुच्छता और अनाचारवृत्ति का प्रमाण दे रहे हैं, जैनधर्म की डाल पर बैठना और उसी को काटना यह अन्याय और दुष्टता है। यह स्वेच्छाचार-गच्छावृत्ति देर तक न रहेगी। पाप के घडे में छिद्र पडा है, दिन प्रतिदिन वो बडा होता है और थोडे ही समय में फुटनेवाला है।

ततः परम्—

गुरुदेवजी—(शरीरथी लघु पण शासनरक्षानुं भगीरथ काम करनार रामविजयजी तरफ देखीने प्रसन्न वदने) क्युं राम! आनंद में तो है न?।

રામવિજયજી—( વિશેષપણે મસ્તક નમાવીને ) ગરીબ-પરવર!, પરમારાધ્ય ગુરૂદેવ!, જ્યાં આપ જેવા પૂજ્યવર્યની અમૃતભરી દૃષ્ટિ પડે ત્યાં આનંદમાં શી કમીના હોય?.

गुरुदेवजी—तेरा पुण्य का सितारा कोई अजब प्रकार का है।

રામવિજયજી—સાહેબ!, મ્હારૂં નહીં પણ આપશ્રીનું.

गुरुदेवजी—मैंने मेरा पुण्य और शक्त्यनुसार प्रभु श्री महावीरदेव के शासन की सेवा बजाई, लेकिन उस

वख्त का संयोग अनुकूल था, आजकल जैसा नहीं था। परंतु तूं तो पूर्ण प्रतिकूल संयोग में-झूँठी निन्दा-कलंक और प्राण की भी दरकार किये विन, शास्त्रज्ञ, सरल और प्रभु-शासन रक्षा में दिन रात प्रवृत्ति करनेवाले तेरे गुरुवरों की छत्र छाया में रह कर अडग-निर्भयतया शासन का अनुपम आराधन कर रहा है वह देख के मुझे बहुत ही आनंद होता है। और तेरे को मैं धन्यवाद देता हुवा कहता हूं कि, भद्र!, तेरी आराधना निर्विघ्न और निष्कंटक हो। सत्य की सडक का वटेमार्गु!, तूं जो कार्य कर रहा है उस में मनुष्य तो क्या मगर देव समूह भी अदृश्यतया सहाय कर रहा है और करेगा।

**રામવિજયજી**—ભગવન્! મ્હને સંપૂર્ણ ખાત્રી છે કે, આપ જેવા ધર્માવતાર અને આપની આજ્ઞા પ્રમાણે ચાલતા આપશ્રીના સુશિષ્યો અને મ્હારા વડીલોના પસાયથી બધુંય સારૂં થયું છે, થતું જાય છે અને થશે, એમાં જરાય શંકાને સ્થાન નથી. પણ મ્હને તો એજ લાગી આવે છે કે, આપના નામે ઉઘરાવી ખાનાર, કેટલીક કુલાંગાર વ્યક્તિઓએ, મ્હારા ઉપરની ઈર્ષ્યાને લઇને માર્ગનાશક અર્થકામની દેશના, આશ્રવવર્ધક બીજો ઉપદેશ અને પાખંડીઓને સાથ આપીને આપશ્રીના અનુપમ પ્રભાવને કલંકિત કરવાના નઠારા નાદે ચઢી, શાસનમાં કૂટ કોલાહલ મચાવી મુક્યો છે. જિનેશ્વરદેવની અને આપની આજ્ઞાની દરકાર કર્યા વગર, દુર્ગતિનો ડર રાખ્યા વિના, મોહ મદિરાની છાકમાં ઉન્મત્ત બનેલાઓ 'પેટનો બળ્યો ગામ બાળે' ની જેમ સત્ય-માર્ગને ઢાંકી અનેક જીવોને સંસારના ખાડામાં ધકેલી રહ્યા છે.

**गुरुदेवजी**—बीबा !, तेरा कहना सच्च है। कलिकाल की अंधेरी रात में रमखाण मचाने वाले जादुगरों की जमात को मैं अच्छी तरह पिछानता हूं। मेरा नाम को आगे लाकर मान-मोह की कुचेष्टा को सार्थक करनेवाले शासन शत्रुओं को मैंने भली भाँति से देख लिया है, परंतु मेरे को तेरे से ही जानने की इच्छा है कि, तेरा शुभ कार्य में विरोधरूप शासनद्रोह करनेवाला कौन है ?।

**રામવિજયજી**—સ્વામિન્ !, બાળલીલાનો અનુભવ કરતો બાળક જેમ પિતાની આગળ સર્વ વાત નિઃશંકપણે કહી દે છે તેમ મ્હને પણ ભય અને શંકાને સ્થાન આપ્યા શિવાય આપની સેવામાં સર્વ સાચી વાત કહેવામાં જરાય સંકોચ ન હોય અને તેમાં વળી આપ કૃપાળુની આજ્ઞા એટલે બેધડક કહેવાને મને અવકાશ પણ છે છતાં, મ્હારે ગુરૂદેવને વિજ્ઞપ્તિ કરવાની કે આપ વિશેષજ્ઞ છો-જ્ઞાનના ભંડાર છો-અને તેથી સર્વ જાણો છો એટલે આ બાળકને કહેવાની શી જરૂર હોય ?.

**गुरुदेवजी**—वत्स !, तेरा कहना सच्च है। मगर जिस तरह न्यायाधीश सब बात जानता होवे तो भी जनता को सच्ची बात से विदित करने के लिये पृच्छा द्वारा काम लेता है उसी मुवाफिक यहां जो जो उपस्थित हुए हैं उनको सच्ची बात से वाकिफ करने के लिये मैं प्रथम तेरे को पूँछता हू और साथ म यह भी कहता हूं कि, यहां जो जो इकट्ठे हुवे हैं, उन म से सब को कहने की इजाजत दी जाती है कि-मृषा भाषण-झूंठा लेख, शासन-द्रोहियों को मदद, शासन के सच्चे हितैषियों पर झूंठा

आक्षेप, शास्त्राज्ञा से खिलाफ कृत्य वगैरह कार्य करके शासन में विप्लव जाग्रत करने वाले और कुसंप की जड बोने वाले कौन कौन है ?। जिस को जितनी जितनी माहिती हो उतनी उतनी निर्भयता से कहे कि, जिससे प्रपंचजाल रचने वाले सिद्ध होने से योग्य शिक्षा दी जाएं।

**રામવિજયજી**—( જસવંતરાય તરફથી આંગળી કરીને ) તો સાહેબ !, મ્હારા કરતાં આ ભાઈ જ આપને કહે તો સારૂં માટે તેમને પુછવું જ ઠીક છે.

**गुरुदेवजी**—( जसंवतराय तरफ जोइने ) जसवतं ? तो मैं तेरे को पूछता हूं कि, यह राम के शुभ काम में पत्थर फेंकने वाले कौन कौन हैं ? !

**जसवंतराय**—जी हजुर !, पत्थर फेंकने वाले तो बहोत है, लेकिन मुख्यतया तो हस्तिराज की ओर दोडने वाला और खस से व्याप्त कुत्ता की तरह श्री वल्लभविजय ही है ।

**गुरुदेवजी**—कहां है वल्लभ ?, उस को यहां मेरी सन्मुख बुलाओ ।

( આ સાંભળતાંની સાથે જ પ્રથમ થયેલા ગુરૂદેવના વકતવ્યથી જેમનાં મોતીયાં મરી ગયાં હતાં અને તેથી જ એક બાજુ સંતાઈ નીચે મુખે પોતાનાં કાળાં કૃત્યોમાં મદદ કરનાર સુશિષ્યો (?) સાથે બેઠેલા વલ્લભવિજયજીને બોલાવવામાં આવ્યા. આવતાં આવતાં અતિ વિનયનું નાટક કરતાં જગદ્દવંદનીય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજા તરફ આગળ વધવા લાગ્યા એટલે )

गुरुदेवजी—(विनय ध्वजी !, वहां ही खडे रहो। तेरी गुरुभक्ति और अति विनय-नम्रता का नाटक मैं तो क्या सारी ही जनता जानती है। एक कवि ने सच्च ही कहा है कि–

" नमन नमन में फरक है, बहुत नमे नादान।
दगलबाज दूना नमे, चित्ता चोर कबान ॥१॥ "

तेरी भी ऐसी स्थिति मैं कई वर्षों से जानता हूं। अतः मेरे पास आने की कोई जरूरत नहीं। जब तूं मेरे संघाडे के शास्त्राज्ञा मुजिब वर्त्तनेवाले और उपदेश देने वाले मुख्य मुख्य साधुओं से विमुख है तो मेरे चरण भेटने का दंभ करने से क्या लाभ है ?। वहीं खडा बात कर, मैं तो उस दिन को धन्य समझुंगा, जिस दिन तूं असली साधु बनेगा। संघ में संप करायेगा। देख, जिस साधु के पंचमहाव्रत निष्कलंक नहीं वह साधु नहीं, दंभी है, गृहस्थ से भी पतीत है, जैन समाज के कितनेक पक्षांध भौंदु साधु नामधारी दुराचारियों की उपेक्षा कर रहे हैं, रागांध तो ऐसे ही होते हैं। अरे ! वल्लभ ?, जैन शासन की रक्षा करने में धीर, वीर, चारित्रपात्र, जैन समाज के हितैषी और इसी ही कारण से मेरी कृपा दृष्टि के सुपात्र रामविजय को द्वेष बुद्धि से खराब करने का तेने प्रयत्न किया है, इससे तेरे को और तेरे हिमायतियों को नीचा देखना पडेगा। क्या दुराचारी, श्रद्धाभ्रष्ट, शासनद्रोही, भिखारियों से भी जैन धर्म की शोभा हो सकती है ?, नहीं। शासन रक्षकादि गुण विशिष्ट महापुरुषों की निंदा करना अधर्मी पागलों का काम है, समझ जाय तो अच्छा, वरना तिरस्कार पूर्वक बहिष्कार का अवसर आवेगा। जगत् में प्रसिद्ध है कि–जिस का यश है वह मरा भी

जीता है, और जिस का अपयश है वह जीता भी मरे समान है। समझवाले को इशारा और गधे को डंडा कहा है।

( આ સાંભળતાં વલ્લભવિજયજી ખંચકાયા અને કુલડી જેવું મુખ કરી છેટે જ ઉભા રહ્યા. અને તુટતા કૃ...પા...ના...થ !, કૃ...પા...ના...થ !, એમ બોલી કંઇક કહેવા ઉત્સાહિત થયા એટલામાં તો )

**गुरुदेवजी**—अरे ! वल्लभ !, यह सब कपट–जाल जाने दे। मैं तेरी अधमता और नीचता से भरी हुई सब कारवाही जानता हूं। यह क्या पाखंड चलाया है ?। मान पूजा के लिये उन्मार्ग की देशना देकर अनेक भद्रिकात्माओं को संसार समुद्र में क्यो डूबा रहा है ?।

**વલ્લભવિજયજી**—સાહેબ !, જેવું હું ભણ્યો છું તેવો ઉપદેશ આપું છું, એમાં મારો શો દોષ ?.

**गुरुदेवजी**—हां ठीक है, केवल कपट–प्रपंच—जाल पाथर के अपना उत्कर्ष करना और जो शुद्ध–निष्कलंकित, और शासनरक्षा का काम करनेवाले उन का अपकर्ष करने के शिवा तूं पढा ही क्या है ?। जब तेने स्वेच्छाचार–स्वच्छंद-वृत्ति का आश्रय लेकर मेरे से अलग विहार कर पृथक् चौमासा किया था तब से ही मैंने तेरी योग्यता-विनय और हृदय का माप निकाल लिया था। जो कि श्रावकि की सख्त झाटकणी से तूं पीछा-वापस भी मेरे पास आया, लेकिन दूध जैसी उमदा वस्तु भी सर्प का सहयोग से जहरतया परिणत होती है, इस तरह आगमज्ञान जैसी अनुपम वस्तु तेरे को पचनेवाली नहीं है ऐसा प्रथम से ही मैंने जान कर तेरे को आगम का ज्ञान से वंचित ही रखना मुना-

**सोच समझा था, इस लिये तेरे में आगमज्ञान का अभाव होने से कपट नाटक खेलने में तूं पूरा ही खेलाडी हूवा है।**

**ચુનીલાલ**—સાહેબ !, આપ કહો છો તે બરાબર છે. અને તેથી જ એવણે શ્રી શાંતિવિજયજી પાસેથી **'દંભ-પ્રિય'** ની માનવંતી પદવી મેળવી છે. 'ચર્ચાચંદ્રોદય' પુસ્તકમાં તેની નોંધ પણ લેવાઇ છે. અને એક બીજા લેખકે તો પોતાના પુસ્તકના પેરેગ્રાફે પેરેગ્રાફે તે ડીગ્રીથી જ સંબોધેલા જોવાય છે. શિવાય એવણુમાં શાસ્ત્રનું જ્ઞાન કેટલું છે ?, તે તો સિંહના ચર્મથી ઢંકાયેલ કૂતરો સિંહચર્મ દૂર થવાથી જેમ ખુલ્લા રૂપમાં દેખાય છે તેમ-સંઘ, ઉજમણાં અને સાધર્મિવાત્સલ્યો જેવાં આત્મહિતકર અનુષ્ઠાનોમાં ખર્ચાતા દ્રવ્યનો ધૂમાડો કરવાનું કહેવાથી, દેહબળના કારણે બ્રહ્મચર્ય ધારણ કરવાનું પૂજામાં લખવાથી, વ્યાખ્યાનની પાટેથી શ્રી આત્મારામજી મહારાજશ્રીને આતપ નામ કર્મનો ઉદય હતો તેવું બોલવાથી, ×—પૃથ્વીની સચિત્તતા અચિત્તતાના માપમાં અને સમ્યકૃત્વના પ્રશ્નના પ્રત્યુત્તરમાં કાચું કાપવાથી, સૂક્ષ્મનિગોદમાંથી નીકળી વ્યવહારરાશિમાં આવેલો જીવ પાછો સૂક્ષ્મ નિગોદમાં જાય તો *વ્યવહારીયો કહેવાય કે અવ્યવહારીયો ?તેમાં મૌનપણું સેવવાથી, વ્યાખ્યાનમાં દંડક પ્રકરણ જેવાના પ્રશ્નનો પ્રત્યુત્તર કે પાઠશાળામાં અભ્યાસ કરતી નાની બાલિકાઓ પણ આપી શકે તેવાનો પણ ઉત્તર નહિ આપવાથી, શાસ્ત્રીય

---

+ * દેખો;-શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરે બનાવેલી અને મદ્રાસ જૈનસંઘે છપાવેલી 'પૂજા તથા સ્તવનાદિસંગ્રહ'ની પ્રસ્તાવના, પૃ૪ ૧૩ થી ૨૩.

વ્યુત્પત્તિથી 'શ્રાવક' શબ્દની વિરૂદ્ધ વ્યુત્પત્તિ જાહેર ભાષણમાં કરવાથી, શાસ્ત્રવિહિત અને આપે ગુજરાતમાંથી પંજાબમાં મોકલાવેલ ચંદરવા પુંઠીયાંનો બોયકોટ અને છેવટમાં પ્રભુ પૂજામાં ખાસ ઉપયોગી કેસરનો બહિષ્કાર કરવાથી આ સાહેબ ધર્મપ્રેમી આગમજ્ઞ જૈન જનતામાં નિરક્ષર ભટ્ટાચાર્ય તરીકે ખુલ્લા પડી ગયા છે. દૂર દેશમાં હતા ત્યાં સુધી તો પંડિતાઈનું પુંછડું લટકાવીને ફરતા હતા પરંતુ જ્યારે ગરવી ગૂજરાતમાં પવિત્ર (?)પગલાં ધર્યાં ત્યારે એવણનું બધુંય પોત પ્રગટ થયું અને સર્વ સમજ્યા કે આપશ્રીના ગ્રંથરત્નોમાંથી કંઈક મેળવી વાચાલ શક્તિથી બહુશ્રુત બની બેઠેલા હતા, બાકી આગમ જ્ઞાનમાં તો ખાસ કરીને દેવાળું જ છે.

**હજારીમલજી**—સાહેબ ! આ ચુનીભાઇ કહે છે તેમ જો ન ભણ્યા હોય તો કેસરપૂજા અને ચંદરવા પુંઠીયાંથી થતા ગેરફાયદા કેવી રીતે સમજી શકયા ?.

**બાલચંદ**—આ ભાઇ કહે છે તેમ તો જણાતું નથી પણ શ્રી વલ્લભવિજયજી દેહેરે દર્શન કરવા ગયેલા હશે તે વખતે કેસરપૂજા અને બાંધેલા ચંદરવા પુંઠીયાંથી પ્રભુ પ્રતિમાની સુન્દરતા નિહાળી ભાવનાની વિશુદ્ધિથી ભવ્યાત્માઓ નિર્જરા કરી, મુક્તિમાર્ગના પથિક બની, પરમ સુખને જલ્દી મેળવે, એ તેમની ઝેરીલી આંખો નહીં જોઇ શકવાથી, ચંદરવાદિના ચળકાટથી અને કેસરપૂજાની ગરમીથી આ કાવતરૂં રચ્યું હોય તેમ લાગે છે.

**गुरुदेवजी**—( वल्लभविजयजी तरफ जोइने ) क्यूं वल्लभ !, बालचंद जो कहता है सो सच्च है न ?

**વલ્લભવિજયજી**—પૂજ્ય ગુરૂદેવ !, હું સારી રીતે સમજું છું કે, સર્પ બધેય વાંકો ચાલે પણ બીલમાં પ્રવેશ કરતાં તેને પણ સીધું થવું જ પડે છે ને ?. તેમ અત્યારે મારી વક્તા આપના સન્મુખ બીલકુલ કામ લાગે તેમ નથી અને તેથી જ સાચે સાચું કહું છું કે, મ્હને મ્હારા દુર્ભાગ્યના ઉદયથી કેસરપૂજાથી પૂજેલી અને ચંદરવા પુંઠીયાંથી સુશોભિત દેખાતી જિનપ્રતિમાઓ નિહાળી જરાય આનંદ આવતો નથી અને બીજા ભવ્યાત્માઓને આવે તો શુભ ભાવના દ્વારા, મ્હારા કરતાં તેઓ ઉંચે ચઢે તે મારાથી સહી શકાયું નહી; વળી કેસરની ગરમી મગજે ચઢવાથી કેસરનો બહિષ્કાર કરાવું છું. અને આપશ્રીએ ગૂજરાત વિગેરેમાંથી સારા સારા ચંદરવા પુંઠીયાં પંજાબમાં મોકલાવ્યાં, તેના ચળકાટથી મારી આંખો અંજાઇ ગઇ તેથી તેને દૂર કરાવી ખાદીના ચંદરવા પુંઠીયાં લટકાવરાવ્યાં. કૃપાનાથ! તે શિવાય બીજું કોઇ કારણ નથી.

**ठाकोरमलजी** – कृपासागर !, यह महातमा इतने से ही रुके गय है ऐसा नहीं है. जो कार्य जैनसाधुओं को तो क्या लेकिन सम्यक्‌दृष्टि श्रावकों के लिये भी लज्जारूप होवे ऐसा ऐसा–मिथ्यात्व की पुष्टिवाला–कार्य करने में लेश मात्र भी संकोच या शरम नहीं रक्खी है. । आप सें जो कि यह बात छीपी हुई नहीं है, तो भी मेरे को कहना पडता है कि–ढुंढकपंथ के दो साधुओं को उनका भेष सहित गद्धो में बिठवा कर बजता बाजा की साथ सारा अमृतसर शहरमां फिरवाया । और गंगाजी भेज कर गंगास्नान करवाया तथा ब्राह्मणों को ब्रह्मभोजन कराने का भी नहीं भूले है । अपना नाक कटवा कर अपशुकन करने

जैसा यह कार्य करा कर इसने साधुता का लिलाम कराया है। जिस की जिनेश्वरदेव का मार्ग पर श्रद्धा हो वो सम्यग्दृष्टि आत्मा कभी भी ऐसा कार्य नहीं कर सकता है।

एक तर्फ आप श्रीमान्नें *पंचांगी को प्रमाणभूत मान कर मिथ्यामत का त्याग किया और अनेक लोगों को मिथ्यामत की जटिल जाल से छुडा कर सन्मार्ग में स्थापन किये और प्रभु श्री महावीरदेव का जो सनातन-अविच्छिन्न मार्ग है उस का दिगंबर, ढुंढक, हुकममुनि और शांतिसागर आदि के आक्रमण से रक्षण किया है। तब दूसरी तर्फ आप की आज्ञानुसार चलने की बडी बातें करनेवाला आप का यह सुशिष्य (?) तिनों ही फिरकों की ऐक्यता करने का धर्मनाशक प्रयत्न कर आप का द्रोह की साथ शासन का भयंकर, अक्षम्य और अधमतासे भरा हुवा द्रोह कर अपनी जाति को शासन का भयंकर शत्रु कहलाने का परिश्रम कर रहा है।

करुणानिधान !, अनाचारपोषक यह पापात्माने इतना ही कार्य कर के शांति ली है ऐसा भी नहीं है। लेकिन अब्रह्म का अनुमोदन होने से कन्यादान जैसा कृत्य कि जो गृहस्थों के लिये अत्यावश्यकतावाला कृत्य माना जाता है, उस का भी शासने तो निषेध किया और महाराजा कृष्ण

---

* "-मेरी ऐसी श्रद्धा है कि-जो जैनमत में प्रामाणिक अरु पंचांगी—कारक आचार्य लिख गये हैं, उन के अनुसार ही हम को कथन करना चाहिये, परंतु स्वकपोल कल्पित नहीं। जो कर कोई स्वकपोल कल्पित मानेगा वो जैनमती कदापि नहीं बन सकेगा, अरु उस की कल्पना भी सर्वथा सत्य नहीं होवेगी—"

—श्रीमद् आत्मारामजी महाराज कृत—

जैन-तत्त्वादर्श, पृष्ठ-३१२।

जैसे पुण्यशाली आत्माओंने उस का अमल भी किया, उस से भी अति निंदनीय, संसार बढानेवाला और वर्णशंकर प्रजा की उत्पत्ति का असाधारण कारणरूप 'विधवा-विवाह' जैसा कार्य करने का प्रभु श्री महावीर भगवंत का पवित्र साधु स्वांग धर कर-कहना यह कितना शोचनीय विषय है?। ऐसे ऐसे अधमाचरणसे "विधवा-विवाह के गोर" की उपाधि प्राप्त करने का सौभाग्य (?) भी इस को भली भांति से मिल गया है।

**गुरुदेवजी**—वल्लभ!, क्यूं सून लिया ?। तेरे को कितना उन्माद चड गया है ?। मैं जानता हूं कि-तेरे को विकराल पंचमकाल-कलिकालने संपूर्णतया ग्रसित कर दिया है। जो तेरे में साधुता, उत्तमजातिता, विशुद्धकुलीनता, धर्मपरायणता, पापभीरुता और शास्त्रज्ञातृता होती तो ऐसी निंद्य प्रवृत्ति में तूं कभी भी प्रवृत्त नहीं होता।

**સખારામ**—સદ્ગુરો !, પંચેંદ્રિય જેવા નિર્દોષ પ્રાણીઓની કતલ બંધ કરાવવા ધર્મી લોકોએ અનેક વખત વિનવ્યા છતાંય દયાર્દ્ર દૃષ્ટિથી નહીં જોતાં મૂક સમ્મતિ આપનાર અને વિધવાઓના વિરહ દુઃખમાં વિના વિનવ્યે-તેઓની વિષયવાસનાની તૃપ્તિ માટે દયા દાખવનાર આ ઉજ્જ્વળ મુખ(?)ના ઉછાંછળા મહાનુભાવે પોતાની ઉચ્ચારેલી અને વિષયવાસનાના ભિક્ષુકોને પસંદ પડેલી બીનાને દઢ—માનનીય મનાવવાને ગણધર દેવોની માતાનું દૃષ્ટાંત આપી સિદ્ધ કરવા સુધીની ધૃષ્ટતા કરતાં પણ શરમ રાખી નથી. ભક્ત વિનેય તરફથી 'સ્વયંભૂ' અને *'પુરૂષોત્તમ' પદથી સ્તવાયેલા કપટ-

---

* ભકતામર સ્તોત્રના દરેક શ્લોકના ચતુર્થપાદની પૂર્તિથી શ્રી વલ્લભવિજયજીની તેમના શિષ્યે સ્તવના કરી છે. જેમ ભકતામર

કળા કુશળ આ મહોદય (?) ને એટલી પણ ખબર નથી કે, વૈદિક (મિથ્યાત્વી) અવસ્થામાં ગણધર-દેવની માતાએ પુનર્લગ્ન કર્યું તે વસ્તુસ્થિતિને કથન કરતાં શાસ્ત્રપાઠથી વિધાન કરવું આ ભણ્યા કણબીએ કુટુંબ બોળવા જેવું કામ કહેવાય, ખરેખર માર્ગનાશક કૃત્યોના ઉપદેશથી આમની અક્કલ બહેર મારી ગઈ હોય તેમ જણાય છે.

**खुशीराम – पूज्य गुरुदेव !, सच बात तो यही है कि-'विधवा-विवाह' जैसे लोक-विरुद्ध एवं निंद्य-कार्य में अगर और आचार्यादि मुनिवरों को सम्मिलित किये जायँ तो अपने आप को नीचा मुंह न करना पडे, इस विचार से वल्लभविजयजी ने अपने भक्तों के द्वारा सुविहित मुनिवरों को पुछवाया, लेकिन जैनशास्त्रों के रहस्य के ज्ञाता पाप-भीरू मुनिवरों ने इस बात का साफ साफ विरोध जाहिर किया; यानि इस कार्य को घृणित फरमाया। उस में भी आप श्री के एकाकी पट्टधर श्री विजयकमलसूरिजी ने तो एक लम्बा लेख छपवाकर भेजा, जिस में जैन व जैनेतर शास्त्रों के अनेक प्रमाणों द्वारा विधवा-विवाह को अनादृ-रणीय बतलाया गया था। इसी से तो पंजाब की धर्मि**

---

સ્તોત્રના કર્તા સૂરિ-શેખર શ્રીમાન્ માનતુંગસૂરિજીએ "**बुद्धस्त्वमेव**" વિગેરે પદોથી પ્રભુ શ્રી ઋષભદેવને 'પુરૂષોત્તમ' તરીકે વર્ણવ્યા છે. તેમ વલ્લભવિજયજીના શિષ્યે વલ્લભવિજયજીને-"વિધવા નારીઓની સંસ્થાના સંસ્થાપક હોવાથી તમે જ પુરૂષોત્તમ છો" એમ જણાવેલ છે. આવી રીતનો ગોટાળો બીજા કેટલાય શ્લોકમાં કર્યો છે. તેના અર્થ જાણવાને માટે કોઈ જિજ્ઞાસુએ 'વીરશાસન'માં કેટલાક શ્લોકો ટાંકી તેઓને અર્થ પ્રગટ કરવાની જાહેરાત આપી હતી. પણ અદ્યાવધિ તેનો ખુલાસો કરવાની શિષ્ટતા બતાવાઇ નથી.

जैन जनता ने उस कार्य के प्रति धिक्कार दृष्टि की, और वल्लभविजयजी को भी उपालंभ दिया, जिस से उस भाई साहब को व्याख्यान की पीठ पर ही अश्रुपात करना पडा था। धर्म-प्रिय पंजाबी लोग अगर निश्चल न रहते तब तो यह धर्म के स्तंभ (?) ने कभी से ही अधर्म का प्रचार कर के 'पंजाब की सार संभाल लेने का' तो दूर रहा मगर आप साहब की महिनत के उपर पानी फिराया होता। विधवा-विवाह जैसे अधर्मवर्धक कार्यों से पंजाब को मौके पर बचानेवाले एवं आपके वारसे में मिली हुई धर्म रक्षा की सच्ची संभाल लेनेवाले अगर कोई भी हो तो यह आप की पाट के एक ही अधिकारी श्री विजयकमल-सूरिजी महाराज हैं। इसी कारण आज भी धर्म प्रेमी वर्ग उन्हें सच्ची-हार्दिक भावना से पूज रहा है। बाकी यह साहब-वल्लभविजयजी-ने तो संभाल लेने के बजाय गाँव गाँव में कुसंप के विषमय कंटक डाल कर वैमनस्य की वृद्धि कराने में जरा भी न्यूनता नहीं रक्खी है, यह आप की जान में ही है। अखबारों द्वारा लंबी चौडी बातें प्रसिद्ध करवा कर पंजाब की सारी जैन जनता इस को पूज रही हो, एसा विभ्रम गुजरात जैसे दूरवर्त्ती देशों में फैलाने का प्रयत्न इसने किया था मगर जिन्होंने पंजाब देखने का मौका मिला है वे तो जानते ही हैं कि-वह सब बातें पोली हैं। किसी प्रकार का भी उपकार किये विना आप खुद सत्ता से काम करवाने का दुराग्रह करने के सबब आज जगह जगह आंतर क्लेश हुआ है और विभाग पड गए हैं। जब जब इसने शासन रक्षक वर्ग को हलका बनाने की जरूरत पडती है तब तब यह उस अधम-मुराद के कारण विभक्त भाग में से अपने ही अंधभक्त खंधियों के द्वारा गिनती के

गाँवो में से ठहराव करवा कर-लेख लिखवा कर-जाहिर करने-करावने की मूर्खता को सेवन करता है और उसे सारा ही पंजाब की पोकार तरीके जाहिरात देते हैं-सा-हि-ब!,

छोटालाल-( खुशीराम की तर्फ देख कर ) श्री वल्लभविजयजी की तर्फसे 'विधवा-विवाह' को निषेध करनेवाला कोई भी शास्त्र-पाठ जाहिर न हो सका इसी से आप इन को शास्त्र के अनभिज्ञ समजतें हो क्या?।

खुशीराम-जी, हां, इसी से।

छोटालाल - लालाजी!, मैं सच्च कहता हूं कि, इस विषय में आपका महत्प्रमाद होता है। आप विचार कीजिए, नाभा-नरेश की राज्यसभा में ब्राह्मण पंडितों की समक्ष ढुंढक-साधुओं से और गुजरानवाला में पंडित भीमसेन तथा ज्वालाप्रसाद से 'अज्ञान-तिमिर-भास्कर' की बाबत शास्त्रार्थ कर के विजय प्राप्त करना वह क्या शास्त्रीय-ज्ञान से अनभिज्ञों से हो सकता है ?।

खुशीराम-कौन कहता है कि-वल्लभविजयजीने विजय प्राप्त किया ?। इन को प्रथम से ही मृषाभाषकला और मृषालेखकता का शौख-पसंदगी है, इस किये पेसे पैसे झूठे ही गप्पगोले गुडा दिलाया गया है। इस विषय में सच्चा परामर्श किया जावें तो नाभा में शास्त्रार्थ-ढुंढकों की साथ किस तारीख को हुवा था?, विजय डंके का फैसला किस तारीख को लिखा गया?, उस के बीच में क्या क्या प्रयत्न और किस किस प्रकार से किया गया थे?, और पंडितों के सम्मार्थ कैसे कैसे कार्य हुवे हैं?, इस की आप को बीलकुल ही खबर नहीं है। भाई साहब!, पूज्य

वल्लभजी आदि कीतनेक महात्मा व इनके कीतनेक खास भक्त लोग इस कार्य से संपूर्ण जानकार है, इस बात को अगर सत्य स्वरूप में जो जाहिर की जाय तो आभ्यंतरीय घटना बहार आने से धर्म को धक्का लगने जैसी बात है, अतः इस बात को प्रगट करने की कोई आवश्यकता नहीं समझी जाती ।

और गुजरानवाले में सनातनीयों ने 'अज्ञान-तिमिर-भास्कर' के बाबत जो झघडा-टंटा उठाया था, उस में वल्लभविजयजी ने सनातनीयों को परास्त किये ऐसा कहना वह सरासर झूंठ ही है। क्यों कि, ये तो भय के मारे वहां गये नहीं थे। जिस वक्त सनातनी पंडित और जैन पंडितों के बीच में शास्त्रार्थ हो रहा था तब आखीर में दोनों पक्षोंने मिल कर मध्यस्थपने स्वीकृत और न्यायासन को शोभानेवाले वहां के न्यायाधीश साहब-जो कि सनातन धर्मी थे, उन्होने 'अज्ञान तिमिर भास्कर' में लिखी हुई सब बातें सच्ची है ऐसा कह कर जैन पंडितों को विजय-पत्रिका दी, उस वख्त वल्लभविजयजी लाहोर के करीबन थे, लेकिन झूंठी मान पूजा व कीर्ति की चाहना से 'आत्मानंद प्रकाश' व और भी दूसरे पुस्तकों में इन के विजय के यशोगान के बाजे बजवाने की कुचेष्टा की गई है, मगर अंत में जो सत्य होता है वो जाहिर हो ही जाता है इस कहावतानुसार 'आदर्श-जीवन'-विजय-वल्लभ सूरि चरित्र-में सत्य वस्तुस्थिति का उल्लेख हो गया है। 'आदर्श-जीवन' के पृष्ठ १८३ में उस के लेखक लिखते है कि—

"अमृतसर से विहार कर आप लाहोर में पहुंचे और
"उसी दिन शाम को वहां से रवाना होकर रावी के

"किनारे पर सिक्खों की धर्मशाला में पहुंचे,
"उस जगह मालूम हुआ कि मध्यस्थ लोगोंने फेसला दे
"दिया है और उन्हों ने आत्मारामजी महाराज के बनाये
"हुए ग्रंथ को सत्य बताया है।"

उपरोक्त लेख से स्पष्टतया जाहिर होता है कि, गुजरानवाले में वल्लभविजयजी की गेरहाजरी होते हुए भी वल्लभविजयजी से विजय होनेका कहना-कहाना, अगर लिखना-लिखवाना जैसा असत्योपादक महापाप कोई दूसरा हो सकता है क्या?, इन को सच्चा बोलने की और लिखने की प्रतिज्ञा होने से मैंने लिखा या लिखवाया नहीं है ऐसे बोलने का प्रयत्न यदि किया जाय तो वो भी व्यर्थ है। क्यौं कि-जब जो बात झूंठी रीति से जाहिर होती है, तब उस का खुलासा अवश्य ही करना जरुरी है। लेकिन खुलासा होता ही नहीं। कहां से होवे?, जन्म से ही ऐसे ऐसे पापजनक प्रपंचों की पसंदगी में आसक्त होने से निषेध करने की कोई आवश्यकता देखी ही नहीं होगी।

**ચાંપસીભાઇ**—ભાઇ!, માફ કરજો, તમારી ચાલુ વાતમાં જો કે મ્હારે ન બોલવું જોઇયે તથાપિ પ્રસ્તુત પ્રસંગને મળતા જ પ્રસંગો મ્હેં સાંભળ્યા અને અનુભવ્યા પણ છે, તેથી જણાવવાની રજા લઉં છું કે, શ્રી વલ્લભવિજયજીની ઇતર દર્શનીયોની સાથે તો શું પરંતુ પોતાના સાધુઓ સાથે બેસીને શાસ્ત્રાનુસાર વાત કરવામાં પણ ક્યાં તાકાત છે?. જો શકિત હોય તો જીવરાજ મૈસરી અને સાગરજીએ, આસ્તિક નાસ્તિકની ચર્ચા વખતે શાસ્ત્રાર્થ માટે ખુલ્લું આહ્વાન કર્યું હતું તેનો સ્વિકાર કેમ ન કર્યો?. સુરતથી વિહાર સમયે મુનિપ્રવર શ્રી રામવિજયજીએ શાસ્ત્રદષ્ટિથી

વાત કરવા પાઠવેલા સંદેશાને-ધર્મપ્રિય શેઠ નેમચંદ નાથાભાઇ આદિ સુરતની સોસાયટીવાળાઓ—પહોંચાડવા ગયેલા ત્યારે 'દાનવિજય મેરે સે છોટા હૈ, લબ્ધિવિજય, રામવિજય મેરે સે છોટા હૈ,' વિગેરે ઉન્મત્ત અગર ઉછાંછળાની જેમ વ્યર્થ પ્રલાપ કરી મગજ તપાવી શા માટે તે લોકોની સાથે ઉદ્ધતાઈ ભર્યું વર્તન કરી યોગ્ય જવાબ ન આપ્યો? અને ગલીઓમાં રોટલાના ટુકડા માટે ભીખ માગતા ભીખારીની જેમ શા માટે વંદનની ભીખ માગી?. મુંબઇ-સમાચારના એડીટર કે જે એક પારસીભાઇ છે, તેમણે ૧૯૮૫ ના ચોમાસામાં ચાલુ ચર્ચાને અંગે *(ઇન્ટરવ્યુ લીધેલ) કેટલાક પ્રશ્નો પુછેલ-તેના જવાબો સન્નિપાતની વ્યાધિથી પીડાતો પ્રાણી જેમ તેમ બોલે તેવી રીતના-આપતાં આહારના બ્હાનાથી શ્રાવકોને મુલાકાતનો અંત શા માટે લાવવો પડ્યો હતો?. ૧૯૮૬ ના કાર્તિક વદી બીજે મુંબઇ, વીશા કચ્છીની વાડીમાં ગયા ત્યારે ચાલુ ઘોંઘાટની શાંતિ માટે ખાનગીમાં બેસી શાસ્ત્રાનુસાર નિર્ણય કરવા કચ્છીભાઇઓ તરફથી વિનંતિ થઈ ત્યારે મુનિ સંમ્મેલનમાં નિર્ણય થવાનું જણાવી, મારામારીના હાઉનો ડર દેખાડી, બીજા દિવસના પ્રાતઃકાળમાં જ એકદમ પલાયન કરવાનું કાંઇ કારણ?, વળી એક ધર્માત્માની વિનંતિથી રામવિજયજીએ એમ પણ કહ્યું હતું કે જો વલ્લભવિજયજીની ઇચ્છા હોય તો હું પંદર દિવસ વ્યા-

---

* આ ઇન્ટરવ્યુ તા. ૨-ઓગસ્ટ, ૧૯૨૯ ના મુંબઇ-સમાચારમાં છપાયેલ છે, અને તેને 'પટ્ટધર-નિર્ણય' પ્રથમ ભાગ-૧૨૯ મા પૃષ્ઠ માં તે પુસ્તકના પ્રકાશકે ઉધ્ધૃત પણ કર્યો છે.

ધ્યાન બંધ રાખી તેમનું સાંભળવા જાઉં, એકલો નહીં પણ મ્હારા શિષ્ય સમુદાય સાથે; બેસવાને માટે જેમ બીજા સાધુઓ સાથેની પાટ ઉપર બેસે છે તેમ નહીં બેસતાં શ્રાવકો બેસે છે ત્યાં બેસું, હાથ જોડીને બેસું, તે તપે -આકરા બને તોય હું તો હસતો રહું, પણ વાત એટલી કે હું જે પુછું તેનો શાસ્ત્રાનુસાર ખુલાસો આપવો જોઇએ. પણ શક્તિ હોય ત્યારે તે વાત સ્વીકારે ને ?. આ ઉપરથી સામાન્ય બુદ્ધિવાળો પણ સમજી શકે છે કે, કેવળ વાચાળ બુદ્ધિથી વાયડા બની ચરી ખાનાર આ દંભના પુતળામાં કેટલું જ્ઞાન અને જૈન-જૈનેતરોની સાથે વાદ કરવાની શકિત કેટલી છે ?. અને તેથી જ વિજય કેવી રીતે મેળવી શકે ?, એ વિવેકી સજ્જનો તો સારી રીતે સમજી શકે તેમ છે. જે વિજયની વાતો વર્ણાવાયેલી છે તે તદ્દન તર્કટી અને સત્યનું ખુન કરનારી બીના છે.

**જમનાદાસ**—( ગુરૂદેવ સન્મુખ જોઇને ) કૃપાનાથ !, મને સમજાય છે કે, આ અજ્ઞાનતાના કારણથી જ અખાડા કસરત અને વ્યવહારિક કેળવણી, બેંક વિગેરે આશ્રવની ક્રિયાઓમાં ધર્મ મનાવવાની ધૃષ્ટતા ધારી તેવી સંસ્થાઓ સ્થાપવા ઉપદેશ આપી રહ્યા છે. સામાન્ય દષ્ટિથી વિચાર કરવામાં આવે તો પણ સમજાય તેમ છે કે-નાટક ચેટકનો કર્મબંધનના કારણથી નિષેધ છે તો પછી અખાડા કસરતમાં પણ ત્રસાદિ જીવોનો ખુલ્લો વધ થવાથી તે આશ્રવની ક્રિયા છે અને તેથી જ ત્રિવિધે ત્રિવિધે જીવ હિંસાની પ્રતિજ્ઞા કરનાર શ્રીમહાવીર-દેવના સાચા સાધુથી અખાડા

વિગેરેનો ઉપદેશ અને કસરતનું નિરીક્ષણ કરી શકાય જ નહીં. આ ચોખ્ખી દીવા જેવી બીના છે છતાં હર્ષથી તેવા મેળાવડામાં જવાય અને બીજા +ભદ્રિક, સંયમી આત્માને છળ પ્રપંચથી સપડાવાય આ શું ઉચિત કહેવાય ખરૂં ?. વળી વ્યાવહારિક કેળવણી પણ સંસાર-પોષક હોઇ આશ્રવરૂપ છે તેનો સંસાર-ગૃહસ્થાશ્રમથી વિરકતાત્માઓ ઉપદેશ આપી શકે નહી, તેઓ તો ધાર્મિક કેળવણીનો જ ઉપદેશ આપી તેની જ શાળાઓ સ્થપાવે એમ પણ મ્હારૂં માનવું છે અને તે બરોબર છે કે કેમ?.

**गुरुदेवजी** – श्रावकवय !, तुम्हारा कहना सच्च ही है। जितना तुम गृहस्थ होकर समजते हो और पाप का डर रखते हो, उतना भी यह भगवान् महावीर देव का साधु का भेष पहन कर, पंडिताई में पांव रख कर समजता नहीं है और पाप का डर भी नहीं रखता है यह बडा खेद का विषय है। प्रभु श्री महावीरदेव का जो सच्चा साधु हो और महावीर देव की आज्ञा जिस को मान्य हो वो कभी भी संसारवर्धक आश्रव की क्रिया में अनुमति नहीं दे सकता, तो पिछे उपदेश की और देखने की बात कहां रही ?।

जिस में सच्चा साधुपना है वो तो सिर्फ धार्मिक केलवणी का ही उपदेश देता है और धार्मिक अभ्यास का प्रचार के

---

+ ૧૯૮૪ માં વલ્લભવિજયજી પાટણ હતા ત્યારે શ્રીમાન્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી પણ પોતાના પરીવાર સાથે મારફતીયા મ્હેતાના પાડામાં વિરાજમાન હતા. ત્યારે પંજાબમાંથી પોતાની કીર્ત્તિનાં યશોગાન કરાવવા ગુરૂકુળના વિદ્યાર્થીઓને બોલાવેલા અને તેઓની પાસે કસરતના ખેલ કરાવવાના હતા તેમાં છળપ્રપંચથી સૂરીશ્વરજીને પણ સંડોવ્યા હતા.

लिये पाठशालाएं वगैरह स्थपवाने का उद्यम करता है। शास्त्र में भी सद्गुरु का लक्षण बतलाते हुए "×धर्मोपदेशका गुरवः स्मृताः।" यानि जो सद्गुरु होते हैं वो धर्म का ही उपदेश देते हैं। शिवा जो गृहस्थ लोग है वो जैसे अपने गृहस्थाश्रमोपयोगी अन्यान्य क्रियाएं करते हैं उसी तरह अखाडा-कसरत-बेंक और व्यावहारिक केलवणी की संस्थाएं स्थापने-स्थपवाने का भी कार्य करना वो उनके अधिकार की बात है और वो देख भी सकतें हैं। जैन साधु तो कभी भी ऐसी पापक्रिया कराने में धर्म मनावे नहीं और जो धर्म मना कर उन कार्यों का उपदेश वगैरह करता है वो महावीर का सच्चा साधु नहीं लेकिन साध्वाभास है और जिनाज्ञा का विराधक है।

---

× 'धर्मोपदेशकाः' जो धर्म, जीवों के उद्धार वास्ते सम्यग्ज्ञान, दर्शन, चारित्ररूप, परमेश्वर अर्हत् भगवंतने स्याद्वाद-अनेकांत-स्वरूप निरूपण किया है उस धर्म कुं जो भव्य जीवों के ताइ उपदेश करे, परंतु ज्योतिष्शास्त्र, अष्टप्रकार का निमित्तशास्त्र, तथा वैद्यकशास्त्र, धन उत्पन्न कराने का शास्त्र, राजसेवा आदि अनेक शास्त्र, जिनसें धर्मकुं बाधा पहूंचे, तिनका उपदेश न होवे, क्योंकि लौकिक जो शास्त्र है सो तो बुद्धिमान् पुरुष वर्त्तमान में भी बहुत सीखते है, तथा नवीन नवीन अनेक सांसारिक विद्या के पुस्तक बनाते हुए चले जाते हैं, तथा अंगरजों की बुद्धि देख कर इस देश के लोक भी बहुत सांसारिक विद्या में निपुण होते चले जाते हैं, इस वास्ते साधु कुं धर्मोपदेश ही करना चाहिये, क्योंकि धर्म ही जीवों कुं पाना कठिन है।

—श्रीमद् आत्मारामजी महाराज विरचित—
'जैन-तत्त्वादर्श'-पृष्ठ ८३.

**મગનલાલ**—પણ પૂજ્ય ગુરૂશ્રી!, આ મહાનુભાવે તો પાપનો કે આજ્ઞા વિરાધકતાનો ભય રાખ્યો છે જ ક્યાં ?. જો તેમને પાપનો ભય હોય, આજ્ઞા વિરાધકતાનો ભય હોય, પ્રાણાતિપાત વિરમણ નામના પહેલા મહાવ્રતનો વિચાર હોય અને–" આત્મનઃ પ્રતિકૂલાનિ, પરેષાં ન સમાચરેત્ "–નું જ્ઞાન હોય તો સાધુ ધર્મ વેચી, ઉપદેશ દઇ, પોતે સ્થપાવેલ અને ધર્માદાના નાણાંથી પોસાતા મહાવીર વિદ્યાલયમાં ચાલતી ડોક્ટરી લાઈનમાં બિચારા નિર્દોષ દેડકા જેવા પંચેંદ્રિય પ્રાણીઓના પ્રાણાપહાર થતા હોય અને તે અટકાવવા દયાળુ હૃદયના ધર્મિજનોએ પત્રોદ્વારા અને રૂબરૂમાં અનેકાનેક વખત આજીજીઓ અને આગ્રહ ભરી વિનંતિઓ કરી છતાંય આ દયાના દેવતાનું–તેને બંધન કરાવવા–એક રૂંવાટા સરખુંય પણ કેમ ન હાલે ?. પ્યારેલાલ ( પંજાબી ) ને વિલાયત વન કાપવાનું શિક્ષણ લેવા જતાં, પહેલા મહાવ્રતની દરકાર કર્યા શિવાય દસ હજારની લોન કેમ અપાવાય ?. અને જાણે કોઈ ધર્મોન્નતિનું મહત્કાર્ય કરવા જતો ન હોય? તેમ વિલાયત જતી વખતે અબ્ભુઠ્ઠિયું ખામતા તેની પુંઠ ઉપર હાથ મૂકી, ફોટો લેવરાવી, " જૈન–રીવ્યુ " માં પ્રગટ કરાવવાનો દાંભિક દેખાવ કરે ખરા ?.

**મોતીચંદ**—દંભ અને અસત્ય–પ્રિય હોવામાં હવે શંકાને સ્થાન જ ક્યાં છે ?. દંભ કેળવવો એ તો એમનો જન્મસિદ્ધ હક્ક છે, આમની આજસુધીની કાર્યવાહી તરફ દૃષ્ટિપાત કરતાં દરેક કાર્ય દંભ અને અસત્યભાષકતાથીભરેલું, દેખનારને માલૂમ પડશે–સાંભળો–એક બાજુ ૧૯૮૫ માં

અમદાવાદના પ્રવેશમાં-વાજાં વગાડનાર મુસલમાનો હોઇ તેમને પોષવામાં પાપ માની વિના વાજે શહેરમાં પ્રવેશ કરે છે, ત્યારે બીજી બાજુ થોડા દિવસના અંતર બાદ વડોદરામાં મુસલમાનોના વાજાંથી કરાયેલા સામૈયામાં સામેલ થાય છે. એક બાજુ શ્રી રામવિજયજી મુંબઇ જવાના હોવાથી પોતાને જવું નથી તેમ જણાવે છે ત્યારે બીજી બાજુ તેઓ મુંબઈને રસ્તે રવાના થયા બાદ સંદેશો મોકલી, મુંબઇથી ભક્તોનું ડેપ્યુટેશન બોલાવી ચોમાસાનો સ્વીકાર કરે છે. એક બાજુ બુહારીમાં મુંબઇના ચોમાસાનો સ્વિકાર કરતાં શાંતિ રાખવાની શરત ભક્તોને કરાવવાની ફૂટતા સેવે છે ત્યારે બીજી બાજુ મુંબઇમાં વ્યાખ્યાનની પાટ ઉપર બેસી પોતે જ 'ઇડાં-દારૂ'ની ચર્ચાને જન્મ આપી, કલેશની હોળી સળગાવે છે. એક બાજુ રાધનપુર વાળા શેઠ મોતીલાલ મુળજીના સંઘમાં ચારિત્રપાત્ર મુનિવરોને પોટલીયા કહી તેમની સાથે જવાથી સાધુતામાં એબ જુએ છે ત્યારે બીજી બાજુ ભ્રષ્ટાચારી, ક્રિયાહીન તરીકે પ્રસિદ્ધ થયેલ સાધુ નામ ધારીનો, તુચ્છ ઇચ્છાને ખાતર આસન વિગેરેથી સત્કાર કરે છે અને સખત ગરમીમાં પણ તેના મુકામે મુલાકાત લેવા જતા જોવાય છે. એક બાજુ મુંબઈ સમાચારના એડીટરને *અનેક જણની વચ્ચે ઇન્ટરવ્યુ અપાય છે ત્યારે બીજી બાજુ તેનો ઈન્કાર કરાય છે

---

* દેખો-'પટ્ટધર-નિર્ણય' પૃષ્ઠ ૧૨૯-૩૧, તા. ૨-ઓગસ્ટ, ૧૯૨૯ ના મુંબઇ સમાચારથી ઉધૃત.

અને તેથી મું. સ. ના અધિપતિને '+ઇન્ટરવ્યુ સાચો જ છે ' એમ જાહેર કરવાની ફરજ પડતાં જૈન જૈનેતર વર્ગમાં પ્રત્યક્ષપણે મૃષાભાષકતાનું કલંક કપાળે ચોટવાથી મૌનાવલંબન લેવાય છે: એક ×બાજુ આઠ વર્ષની વયવાળાની દીક્ષામાં શાસ્ત્રની અનભિજ્ઞતા દર્શાવાય છે ત્યારે બીજી બાજુ ૧૯૮૪ની સાલમાં પાટણ મુકામે એક બાઇ પાસેથી નવ વર્ષનો બાળક મેળવી તેને અંગે ત્યાંના ધર્મપ્રિય શેઠની પાસે સો રૂપીયા અપાવી, તે બાળકની માતાને ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીની માતાની કોટીમાં મૂકવાની મૂર્ખાઇ કરાય છે અને બાળક હાથમાં તાલી આપીને ચાલ્યો જાય છે. એક બાજુ વિદ્વત્તાનાં બણગાં ફુંકાવાય છે ત્યારે બીજી બાજુ શાસ્ત્રાર્થી વખતે પલાયન થાય છે. એક બાજુ 'મુધા દાઇ–મુદ્દા જીવી'ની બાંગો પોકારાય છે ત્યારે બીજી બાજુ શ્રાવકો રોટલા આપતા હોવાથી તેઓનો હુકમ માનવાની દીનતા દેખાડાય છે. એક બાજુ ભાટને બ્રાહ્મણ તરીકે પ્રસિદ્ધ કરી ઉચ્ચ કોમનાં રસોડાંમાં ભોજન કરાવરાવી દીક્ષા દેવાય છે ત્યારે બાજી બાજુ કમ્પાઉન્ડરને એલેમેન્ડેસની-

---

+ દેખો–'પટ્ટધર–નિર્ણય'–પૃષ્ઠ ૧૪૫–૪૬. મુંબઇ સમાચાર–તા. ૯ અક્ટોમ્બર–૧૯૨૯થી ઉધ્ધૃત.

× श्रावक जो है, सो निश्चयसे बाल्यावस्था में दीक्षा न लेवे तो अपने मन में ठगाया हुआ माने। जैसे जगत् में अति वल्लभ वस्तु को लोक स्मरण करते हैं, तैसे श्रावक भी नित्य सर्वविरति लेने की चिंता करे।

–श्रीमद् विजयानंद[illegible]रीश्वर (आत्मारामजी) महाराज कृत–
'जैन–तत्त्वादर्श,' पृष्ठ–४४८.

પ્રસિદ્ધિ પૂર્વક પ્રવ્રજિત કરાય છે. એક બાજુ રજા શિવાય દીક્ષા આપી શકાય નહી આવી નાદાની અને બેવકુફાઇ ભરી વાતો વદાય છે ત્યારે બીજી બાજુ તેમના જ જીવનચરિત્રમાં રજા શિવાયની દીક્ષા દીધાના દાખલાઓ દેખાય છે. એક બાજુ બીજાઓ તરફથી દેવાતી યોગ્ય દીક્ષાઓને અયોગ્ય કહેવાનું અજ્ઞાન સેવાય છે ત્યારે બીજી બાજુ ભાટ, કોળી, બાવો અને બે વખત દીક્ષા ત્યાગનારને દીક્ષાઓ આપી પોતાનાથી જ અયોગ્ય દીક્ષા પોષાય છે અને તેથી જ અલ્પ સંખ્યાના દીક્ષિતોમાંથી આઠ મહાનુભાવો (?) નું પલાયન પેખાય છે. એક બાજુ 'જલાલપુરવાળા ચાહે વિનંતિ કરે અગર ન કરે તો પણ શ્રીમદ્ વિજયકમળસૂરિવરની મૂર્તિનાં દર્શન, વંદનની નવસારી અને સુરતમાં જાહેરાત અપાય છે ત્યારે બીજી બાજુ જલાલપુર જઈ વંદન નહીં કરવાનું વંચાય છે. એક બાજુ પંજાબમાં મૂર્તિપૂજકો અને સ્થાનકવાસીયોમાં કન્યાઓની લેવડ દેવડ બધ કરાવી કલહ કરાવાય છે, અને સમાનામાં બન્નેય પક્ષોમાં મારામારી કરાવી, માથાં ફોડાવી, રક્ત રેલાવાય છે ત્યારે બીજી બાજુ ત્રણેય ફિરકાંને એકત્ર કરવાના ઉપદેશની અધમતા આદરાય છે. એક બાજુ પંજાબના વિહારને ઉગ્ર વિહાર જણાવવાની ખાતર—"પંજાબ કા વિહાર કાલા પાની જૈસા હૈ"—એમ બોલાય છે ત્યારે બીજી બાજુ મારવાડથી પંજાબ જતાં સાથે શ્રાવિકા રાખી, માલ મલીદા ખાતાં, રસ્તો કાપ્યાનું કહેવાય છે. ઈત્યાદિ પરસ્પર વિરૂદ્ધતાવાળાં કામો કરવામાં અને અસંબંધિત બોલવામાં, ઉન્મત્ત છાકટાની જેમ વિચાર સરખોય કર્યો નથી તેમ કરાતો પણ નથી, અને તેથી શાસ્ત્રાજ્ઞાને

ઠોકરે મારી જનરંજનાર્થે જમાનાની કુદડી સાથે ફરનારા આ મહાનુભાવ (?) નો દંભ અને અસત્યભાષિતાનો હવે વિશેષ પરિચય કરાવવો રહેતો નથી.

**હઠીચંદ**—અરે! ભાઈ!, શાસ્ત્રની નહીં પણ જમાનાની પુંઠે ચાલતા હોવાથી જ 'જમાનાના જોગી' કહેવાય છે ને ?. શાસ્ત્રમાં........આચાર્યોએ સાધુમર્યાદાને અણછાજતું વર્ત્તન કરવાથી તેઓનાં કાર્યોને અનુસારે તેઓને 'સાવદ્યાચાર્ય' અને 'અંગાર–મર્દકાચાર્ય' નામથી સંબોધેલા છે તેવી જ રીતે (વલ્લભવિજય તરફ હાથ કરીને) આ પણ પોતાના અનુરૂપ કાર્યોથી અનેક નામે નવાજેયેલા છે. જેવાં કે–દંભ–કપટ–પ્રિય હોવાથી "**દંભપ્રિય,**" હિંસક કાર્યના ઉત્તેજક હોવાથી '**હિંસાચાર્ય**,' રોટલાનું રૂદન કરવાથી '**રોટલાચાર્ય**,' વિધવાવિવાહના હીમાયતી હોવાથી '**નાતરાચાર્ય**,' સંઘ–સ્વામિવાત્સલ્યાદિ સમ્યક્ત્વ શુદ્ધિનાં સાધનોમાં આસ્તિકતા નહીં હોવાથી '**નાસ્તિકાચાર્ય**,' અને સર્વજ્ઞ ધર્મને *છોડી સમયધર્મ–સગવડીયા પંથના પ્રકાશનથી '**સમયજ્ઞસૂરિ**' પણ કહેવાય છે. વળી શાસ્ત્રકથિત આચાર્ય, ઉપાધ્યાય અને મુનિપદની શ્રદ્ધાભ્રષ્ટતાના કારણને લઇને પોતાનામાં લાયકાત નહિ દેખવાથી સ્વયંસેવકનું શોભીતું પદ પોતાની રાજી ખુશીથી સ્વીકારેલું હોવાથી '**સ્વયંસેવક**' તરીકે પણ પ્રસિદ્ધિ મેળવી છે.

---

* સમયધર્મનું વ્યાખ્યાન–'પટ્ટધર–નિર્ણય' પૃષ્ઠ ૧૪૭–૫૨–મામાં તા. ૨૮ ઓગસ્ટ, ૧૯૨૯ના મુંબઇ–સમાચારથી ઉધ્ધૃત.

ખીમચંદ—પૂજ્ય ગુરૂ ભગવન્ !, આપ જેવા ગીતાર્થ ગુરૂઓના મુખકમળથી—શ્રાવક શ્રાવિકા ક્ષેત્રની ભક્તિનો સુપાત્ર દાનમાં સમાવેશ થતો સાંભળ્યો છે અને વલ્લભવિજયજી તેને અનુકંપા તરીકે ઓળખાવે છે અને પૃચ્છકને એમ પણ કહે છે કે—'હમ કો હમારે ગુરૂ મહારાજને ઐસા સિખલાયા હૈ' આમ બોલી આપના નામને સાથે સંડોવે છે તો શું તે વાત સાચી છે ?.

गुरुदेवजी—पारेखजी !, तुमने जो सूना हैं वो ही सच्चा है। अनुकंपादान तो दीन दुःखी को दया की बुद्धि से जो दीया जाता है वो ही कहलाता है। सुपात्र दान को अनुकंपादान कहना वो तो अज्ञानीयों का काम है। कभी अपनी बात सत्य मनाने के लिये गुरु महाराज का नाम लेना वो तो झूंठ चलानेवाला का रस्ता ही ह। लेकिन विचारक लोग वह कभी भी सच्चा नहीं मान सकते। बाकी—'टाढ आय रुप और आदत जाय मूए' इस कहावतानुसार इस की आदत इस जींदगी में सुधरनेवाली नही है।

नानकचंदजी—किरपासागर !, श्रीदानविजयजी को वल्लभविजयने पढाने को और योग कराने की बात वल्लभविजय के भक्तो वारंवार बाहिर मूकते है तो क्या वो सच है ?

गुरुदेवजी—श्रावकजी !, जरा भी नहीं। यह तो पहिले ही तुमने सुन लिया कि—वल्लभविजय में आगम का तो क्या लेकिन नवतत्त्व और दंडक जैसा प्रकरण का यथार्थ

समज नहीं है, तो फिर वो किस तरह पढा सकता है ?। और योग कराने की भी बात वो ही कहता-लिखता है जिस को असत्य भाषकों का अग्रेसर होने की मरजी हो।

मुक्तिदेवजी—( वल्लभविजयजी तरफ देखीने ) अरे! वल्लभ ?, क्यों नखानीयत कर के अपनी जाति क्यों जाहिर करता है ?। तेने तो परभव का भय ही नहीं रक्खा है। परभव नहीं है ऐसी नास्तिक मान्यताने तेरे हृदय में वास तो नहीं किया है न ?। कभी किया होवे तो आश्चर्य भी नहीं। क्यों कि ऐसी मान्यता शिवा जिज्ञासा को छोड, मनस्वी कल्पना में खडी कर झूंठ बाजी खेलने का नहीं होता है। भला, मैं तेरे को पूंछता हूं कि, तूं क्या पढा है कि दान-विजय को पढावें ?। मेरा परिवार में जो विद्वान् गिने जाते है, उन में दानविजय भी एक गीनति की व्यक्ति है। उस को सिद्धांत, प्रकरण, ज्योतिष और विधि विधानादि ग्रंथों का असाधारण ज्ञान है वो तो स्व-पर समुदाय के-विद्वान् मुनि अच्छी तरह से जानते है। बात भी सच्ची है कि-" रत्न परीक्षक जानीये, जोहरी नही गमार। "-बाकी इतनी बात तो सच्ची है कि तेरा जैसा वाचाल नहीं है। यदि तेरा जैसा मान मेलेरीया में मस्त बना हुवा इस की पास पढने की बात छिपा कर बकवाट करें कि 'मैंने पढाया' तो विवेकी वर्ग यह बात कभी भी सच्ची मान नहीं सकता है। तेने मेरी सामने ही जिस दानविजय की पास ज्योतिष का ग्रंथ धारा और अनेक प्रश्नों का समाधान पत्र द्वारा प्राप्त किया, उस दानविजय की सेवा करनी तो दूर रही परंतु उस को मैंने पढाया ऐसा प्रसिद्ध करता है यह तेरी कितनी कृतघ्नता है। एक अक्षर प्रदाता गुरु

कहाता है तो फिर इतनी महिनत लेकर पढानेवाला तेरा विद्या गुरु की सामने शींग मारने को तय्यार हो जाना वो क्या मानुषी जीवन का कार्य है?।

और योग कराने की झूंठी बात प्रगट कर के जिनाज्ञा का लोपक क्यों बनता है? प्रथम तो योग विषयक तेरी श्रद्धा ही कहां है?। वो तो अखबार में तेने दिया हुआ लेखसे स्पष्ट है मालूम है न? भला, दानविजय को तेनें योग कराया तो मैं पूंछता हूं कि उस वख्त तेरी दीक्षा पर्याय कितना था? उस वख्त योग क्रिया का ज्ञान तेरे को था?। तेरे को योग कराने की आज्ञा किसने दी थी?। योग कौन करा सकता है वो जानता है?। दानविजय की पिछे तेने दूसरे किसी को योग कराया है?। नही कराया उस का कारण?। योग कराने की तेरे में लायकात थी तो तेरे जो जो शिष्य हुए हैं उस को दूसरों की पास योग कराने के लिये भेजने की जरुरत?। इस वख्त योग कराने की लायक नहीं है तो फिर उस वख्त कहां से आइ?। उपधानादि क्रिया कराते समय वडील की आज्ञा को पाकर कभी छोटा साधु ईरियावही आदि सूत्रोच्चार करे, इस तरह मेरी आज्ञा से इरियावही वगैरह बोलने से मैंने ही योग कराया ऐसा बोलना अगर लिखना वो तो गाडा की नीचे चलनेवाला कुत्ता, वृषभ का अपलाप कर के-मैंने ही गाडा खेंचा जैसा मनाने की बात है। प्रतिकूल संयोगादि कारणवशात् कभी योग न हो सके तो भी योगोद्वहन शास्त्रसिद्ध क्रिया है, अवश्य करने योग्य है-ऐसी प्रभुशासन के रागी की तो श्रद्धा होनी चाहिए न?। केवल मान पूजा के लिये एक चोमासामें जरासी तप-

श्चर्या कर, फोटु पडाया और जीवन चरित में रखवा कर, 'चरित्र नायक का तपश्चर्या समय का फोटु'-ऐसा लिखाया तो शुभभाव से योगक्रिया करता तो आत्मकल्याण तो होता?। जरा शोच, विचार कर, झूंठी झूंठी गप्प लगाना वो तो गप्पीदास गंवारो का काम है।

**પોપટભાઇ**—પરંતુ પૂજ્ય ગુરૂદેવ !, મુડદાની શાંતિના આ ઉપાસકે તો–માણુસાઈ મૂકી, લાલન–શિવજી જેવા ધર્મધ્વંસકોને સહાય આપી, રાયચંદ્રના રેઢીયાળ મતને પોષી, મુંબઇ–માંગરોળ જૈન સભાના હોલમાં આપેલ ભાષણ અને–"જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલ હાનિ"–નામના પુસ્તકથી જિનમૂર્ત્તિ, જિનાગમ અને સુવિહિતાચાર્યો ઉપર ભયંકર, અક્ષમ્ય અને અધમ આક્ષેપો કરનાર પેલા સંઘ બહિષ્કૃત, બુદ્ધિના બારદાન બેચરદાસ જેવા પાપાત્માને અમદાવાદની વ્યાખ્યાનસભામાં 'રત્ન' તરીકે ઓળખાવી, પ્રભુ પૂજામાં ઉપયોગી કેસર આદિનો બહિષ્કાર કરાવી, ×આદીશ્વર પ્રભુને બળવાખોર, પંચ મહાવ્રતધારી પવિત્ર મુનિવરોને પઠાણો અને ધોળા હાથી–અને અજ્ઞાનાંધકારને દૂર કરવામાં અદ્વિતીય દીપક સમાન જૈનશાસ્ત્રાને કૂતવા શાસ્ત્રો જણાવી નાશ કરવાનું કહેનાર ધર્મ-

---

× આ જોવા માટે 'યુવક સંઘ'ના નામે 'ક્રાંતિ' નામના લેખકે 'સાંજ વર્તમાન' નામના પત્રમાં પ્રસિદ્ધ કરેલી પત્રિકાઓ પૈકીની તા. ૧૬–૬–૧૯૨૯ના સાંજમાં દશમી પત્રિકા, તા. ૨૩–૯–૨૯ ના સાંજમાં અગીઆરમી પત્રિકા, તા–૨૩–૧૦–૩૦ના સાંજમાં એકવીસમી પત્રિકા અને તા. ૩૧–૧૨–૧૯૨૯ના સાંજની ૨૫ મી પત્રિકા જોવી.

નાશક પેલા પાપપુંજ સમાન 'યુવકસંઘ' ના નામે નાચતી કરતા ટોળાને સહાનુભૂતિ આપી, પ્રભુ શ્રી મહાવીરદેવના વિરૂદ્ધ વર્ત્તનાર-ધર્મને નામે ધૂતનાર-અને જનતાને ધોળે દહાડે દંડવાનું દુષ્ટ કાવતરૂં કરનાર પેલી ધર્મદૃષ્ટિથી પંચત્વ પામેલી કોન્ફરંસને પંપાળી, અને દીક્ષા-ત્યાગ જેવા પરમ-તારક માર્ગને વગોવી, એહવો તો કુસંપ અગ્નિનો પ્રચંડ દાવાનાળ સળગાવ્યો છે કે જેનાથી સંપીલી જૈન કોમમાં અશાંતિ અને છિન્ન ભિન્નતાની હોળી પૂરજોસથી ભભુકી ઉઠી છે.

**નેમચંદ**—અને એ હોળીની ઝેરી જ્વાળાઓથી ગુરૂદેવજીનો સમુદાય પણ કયાં બચવા પામ્યો છે ?.

**गुरुदेवजी**--तब तुम्हारे जैसे को उस की शांति के लिये प्रयत्न करना क्या जरूरी नहीं था ?।

**નેમચંદ**—શાંતિને નામે અશાંતિનો ઉત્પાત મચાવવાની જ અનીતિ જયાં પોષાતી હોય ત્યાં પ્રયત્નમાં સફળતાની સંભાવના કયાંથી સંભવી શકે ?. બાકી પ્રયાસ સેવવામાં તો હું મ્હારા સોસાયટીના માનદ સભ્યો સાથે સંપને માટે શ્રી રામવિજયજીએ પાઠવેલો ( છપાવેલ બુકને દેખાડીને ) આ સંદેશો પહોંચાડવા ગયો હતો પરંતુ શાસનની પ્રાણના જોખમે અદ્વિતીય સેવા કરનાર શ્રી વિજયદાનસૂરિજી, શ્રી વિજયલબ્ધિસૂરિજી અને મુનિ પ્રવર શ્રી રામવિજયજીના દિન પ્રતિદિન વૃદ્ધિ પામતા મહિમાથી મેડ બની વર્ષોથી પોષેલા અંગત એક પક્ષીદ્વેષને લઇને તેઓને ઉતારી

ભાડૂઆના અધમતા ભર્યા પ્રપંચો ખેલાતા હોય અને સંપના નામે કુસંપનાં કાર્યો કરવાની જ ભુરી નેમ હોય ત્યાં શાંતિ -સંપનો પ્રયત્ન સેવવા છતાં સફળતા ન મળે તે સ્વાભાવિક છે.

वल्लभविजय—( आंखें लाल कर के ) जराका विचार, विवेक और मगज काबु में रख कर बोलो !!!। क्या संप के नाम से कुसंप की वृध्दि मेरे से होती है ?। मैं तो जहां जाता हूं वहां संप ही कराता हूं। उस बात की माहिती तुम को कहां से होवे !

गुरुदेवजी—( वल्लभविजय तर्फ देख कर ) हां, हां, कुसंप के कार्यों को उत्तेजन देनेवाला तूं ही तो है और फिर भी उपर से सच्ची बात कहनेवाले को दबाता है ?। जैन समाज की छिन्नभिन्नता में मूल कारण यदि कोई हो तो तूं एक ही है। तेने बीछाइ हुई जटील जाल में फँसे हुए जैन समाज और खास कर के मेरा समुदाय की दुर्दशा देख कर मेरा हृदय कांप रहा है। संप और तेरे को संबंध ही क्या है ?। संप को तो तेने देशनिकाल ही दे दीया है। तूं अपने अपराध अनीति-अन्याय को छुपाने के लिये दूसरे निर्दोषों पर 'कुसंपकार' का कलंक रखने की अधम-प्रवृत्ति जो कर रहा है वह भी संप के लिये हा ह क्या ?। अनंतकृष्ण शास्त्री के मुख से दानविजय की असाधारण विद्वत्ता सून कर बडौदा नरेश श्रीमान् सयाजीराव गायक-वाड सरकारनें धर्मविषयक व्याख्यान सूनने की इच्छा प्रगट की थी, उस वक्त अपना पांव प्रवेश करने के लिये 'दान-विजय को कुछ आता ही नहीं है' वगैरह बात खुद हजुर पर्यंत पहूंचाने की अधम कोशिश करवाइ था वह संप क

लिये ही थी क्या?। जिस लब्धिविजय की न्यायनिपुणता देख कर उस की पास न्याय ग्रंथों को सुनने का विचार करनेवाला तूं, मुलतान में हाय हुवे दिगंबरों के साथ शास्त्रार्थ में मदद देने का जो झूंठा उल्लेख करवाता है वो भी संप के लिये ही तो है?। सुरत में शास्त्रदृष्टि से समाधानी की जब बात चली तब-'दानविजय मेरे से छोटा है, लब्धिविजय और रामविजय भी मेरे से छोटे है वगैरह असंगत बचन तूं बोला था वो भी संप के लिये ही होगा?। बंबई में कच्छी श्रावकों ने वीसा कच्छी की वाडी में तेरी पास आकर समाधानी का रास्ता दिखलाया तब 'लडाइ हो जायगी' ऐसा भय दिखा कर दूसरा दिन का प्रातःकाल में ही वहां से पलायन कर गया वो भी संप के लिये किया होगा?। लालबाग की व्याख्यान पीठ पर बैठ कर शुद्ध-उपकार बुद्धि से होता हुआ रामविजय का व्याख्यान में-अपना व्याख्यान जल्दी उठा कर-अंध-भक्तों की पास तोफान करवाया वो भी संप के लिये ही करवाया होगा?।

विक्रम सं—१९८५, भाद्रपद शुक्लाषष्ठी के रोज लालबाग से नीकली हुई प्रभु की रथयात्रा में-तुझे खबर होने से तेने तो गोडीजी का उपाश्रय छोड कर सुबह से ही कोट का उपाश्रय का आश्रय लिया था मगर-तेरे धर्मविहीन भक्तोंने साधुओं पर पत्थर फेंकने का, झवेरी बाजार में सडक पर कांच बीछाने का, निंदा के हेन्डबील डालने का, प्रभु-वीतराग देव के रथ और श्राविकाएं पर रेतीयां के पुडे गीराने का तथा शेइम शेइम (शरम शरम) के पुकार करने का अधम कृत्य किया जो एक नीच में

भी नीच आदमी नहीं कर सकता, उस कार्यों की प्रति तेने जरा भी दिलगीरी नहीं दिखाई उसी में भी संप का ही हेतु होगा ?। शास्त्राज्ञानुसार होती हुई वैराग्यवाहिनी रामविजय की देशना को उश्केरनेवाली कह कर उसे और उस का अवतरण जो 'जैन-प्रवचन' के नाम से प्रसिद्ध होता है उस को बंद कराने के लिये बालिशता सेवनी, रामविजय को किसी तरह लोग में हलका दिखाने के लिये मीण के पूतले को प्रपंचजाल का प्रचार करवाना, दारु-इंडा की चरचा की खडी करावनी, और इस निमित्त द्वारा रामविजय का तिरस्कार करवाने के लिये एकतर्फी सभाओं द्वारा अपने इने गीने भक्तों से ठहराव करवाने की खटपट करना, तैसे ही पट्टधर की झूंठी चर्चा का उठाना यह सब तेरी कार्यवाही संप के लिये ही होती होगी क्या ?। बाहिर के देखाव से तो तूं संप का पूतला ही बन बैठता है लेकिन तेरे इन कार्यों से स्पष्ट मालूम होता है कि-तूं कैसा संप का हिमायती है ?।

वल्लभविजय – कृपानाथ !, इन सब कुसंपवर्धक कार्यों में ललितविजय, चरणविजय और कितनेक रागांधभक्तों का ही हाथ है। उसी में भी (ललितवि-चरणवि-तर्फ अंगुली कर के) यह दोनों तो ऐसे अधम कार्य करने से मेरे से रुके हुए पर भी विराम नहीं लेते है और हितशिक्षा दी जाय तो यह निकल जाने की धमकी मुझे बताते हैं, आप कृपालु को मैं ज्यादा क्या कहूं ?। बंबई से पूना जाते थे तो बीचमें 'बुलुन' गाम आता है। उसी में जैनेतर के वहां नया गृह की वास्तुक्रिया में विना ही पुंछे जा कर, क्रिया में शामील हो कर, अपनी जातिभ्रष्टता सिद्ध कर दीखलाई

और यह चरणोया तो वर्षाऋतु में हराभरा घास खा कर मदोन्मत्त हुआ सांढ की माफिक निर्भय हो कर जहां तहां रखडपट्टी कर के जीवन व्यतित करता है, समय पा कर यदि को हर्फ हित-शिक्षा के रूप में कहने में आ जाय तो आंखें फाड कर डराता है। ( हाथ जोड कर ) कृ...पा... लो...,मैं अब ज्यादा क्या कहूं ?।

વચમાં—

એક શ્રાવક—( વલ્લભવિજય તરફ દેખીને ) ગુરૂજી !, ઓલાદ તો તમારી ને ?, તમારૂં દેખે તેવું શીખે એમાં નવાઇ શી ?. બાપ બારવટુ કરતો હોય તો તેનો છોકરો પણ તે જ શીખે ને ?.

गुरुदेवजी—( वल्लभविजयने उद्देशीने ) ये सब कुसंप के कार्यों में तेने टीका वैसा तो मैं मानता ही नहीं। क्यों कि-मैने तेरा अच्छी तरह सहवास किया है, इस लिये "-चरित्रं विजानीयात्, चरित्रं सहवासिनः।" इस नियमानुसार तेरी शुद्धता (?) मेरी ध्यान बाहिर नहीं है। इस बात का खुलासा तो मौका पर किया जायगा। इस वकत तो मैं ऐसा ही करता हूं कि-निकल जाने की धमकी देता हो तो जाने दे। कल निकलता हो तो आज निकल जाय। तूं क्यों डरता है ?। हाँ, तेरा काम में सहायक होने से इन के जाने से तेरे को मुशीबत तो होगी, लेकिन ऐसे दंभियों को पास रखने से न उस का भला, न तुझ को लाभ। उन के अनुचित कर्त्तव्यों स जैन समाज में आपत्ति फैल रही है। मैं तो इन्हो के जीवन की जान कर चकित होता

